અડકયાં છે ( લાકડા તરફ આંગળી કરીને ) તે તેટલા માટેજ હતા પણ એટલામાં એક મહા પ્રતાપી અબધુત જોગીએ મને અટકાવ્યો અને એક પાણીની અંજલી ભરી આપી તારા ઉપર છાંટવાને કહ્યું. ને પોતે અલોપ થઇ ગયો મેં તે પ્રમાણે કર્યું કે તું બેઠી થઇ છું. પ્યારી મેં તારા પ્યારની ખાતર બાવાના કહેવાથી મારી અડધી ઉમર તને બક્ષીસ કરી છે. ઠાકોર ગુણીયલસિંહની વાત કઠોરસુંદરીને સઘળી ફીતુર જેવી લાગી, ને પોતે નિંદ્રામાંથી જાગ્રત થઇ હોય તેમ જાણ્યું પણ પતિ તેને શા ઇરાદાથી અહિં લાવ્યો હશે તે વિષે જુદા જુદા તર્ક કરવા લાગી અને તેમાં તેની બુદ્ધિ ફરી તેનું મન જે આજદીન સુધી તેને ચાહતું હતું, તે તેણે બીજી તરફ ઉછાળા મારવા માંડયા. અને તેનો ધણી ઘણો જુઠોને પાખંડી દીસવા લાગ્યો. પણ ભોળો પતી જે તેના પ્રેમમાં ડુબેલો હતો તેને કાંઇ ખબર પડી નહી. તેણે પોતાની સ્ત્રી કઠોરસુંદરીને કહ્યું પ્યારી હું શ્રમથી થાકી ગયો માટે મને તારા ખોળામાં સુખશાંતીમાં જરા માથુ મુકી આરામ કરવા દે એમ કહી તે તેના ખોળામાં સુતો અને નેમથી થાકી ગયેલો હોવાથી અને પોતાની પ્યારી કઠોરસુંદરીના ખોળામાં સુવાના સુખની ઓરજ લહેજતથી તેને તરત નિંદ્રા આવી કઠોરસુંદરીને બાળવા લઇ જવાને માટે તેને એક ઝીણું મલમલનું કપડું પહેરાવ્યું હતું, તથા તેના નાગ રૂપી ચોટલામાં થોડાક છુટા છુટા ફુલ ગુથ્યાં હતાં તેની સુગંધીથી ભમરોનું ટોળું કમળ ઉપર જતું ભુલાઇને તેના માથા ઉપર છત્ર કરીને બણબણવા માંડયું તેથી તે તેમના તરફ હસીને જુવે છે એટ-લામાં તેના દાડમના દાણા જેવા દાંત જરા બહાર દેખાયા તે દેખીને એક પોપટ ઠગાયો અને તેના હોઠ ઉપર દાડમ જાણી ચાંચ મારી ગયો તે રૂપે કરીને પહાડના ઉપર સુંદરી વનદેવીના જેવી વિરાતી હતી

એટલામાં કોઇ સુલતાન બેગ કરીને શાહજાદો શિકાર રમવાને નીકળેલો તે ત્યાં ચઢી આવ્યો તેની અને કઠોરસુંદરીની નજર એક થઇ. સુલતાન બેગ જો કે ચતુર હતો તોપણ આતે કાંઇ રંભા હશે કે મૃત્યુલોકની સ્ત્રી હશે એમ પારખવાને તેને કાંઇપણ સાધન જડયું નહિ તેણે શિકારને આગળ જવા દીધો અને પુતળાની માફક પેલી સ્ત્રીના સન્મુખ ઉભો રહ્યો જે કામદેવને કવિઓ કહે છે કે પ્રેલા સમશાનવાસી મહાદેવે તેને બાળી નાંખ્યો છે, તે આ વખતે સજીવન થયો. શાહજાદો હરણને મારવાને હીરણાક્ષીને મારવાનું પોતાનું વેણુ રૂપી વાકબાણ છોડયું. રજપુતાણીએ પોતાની પ્રેમરૂપી ઢાલથી તે ઝીલી લીધું અને આશકને મેળવવાને જે સ્ત્રી આતુર હોય ને જેને કવિઓ મૃદુનિ નાયકા કહે છે તે રૂપ તેનામાં પ્રગટ થયું શરમથી અને પેલો સુતેલો માણસ સાંભળે તેથી તેઓ મોઢેથી તો ચુપ રહ્યા પણ તેમના હાથને નેત્ર ચુપ રહ્યા નહિ સુલતાનબેગે સાન કરી કે તેણે પોતાના પતીનું માથું જાળવીને એક પત્થરની શીલા ઉપર અડાડી દીધું અને સુલતાનબેગ સાથે ઘોડા ઉપર બેસી તેના શહેરમાં રવાના થઇ.

પતિ પાસું ફેરવવા ગયો કે પેલી શીલાનો કકડો ગબડી હેઠો પડયો તેનું માથું નીચે પછડાઇ તેમાંથી લોહી નીકળ્યું તે જાગી ઉઠયો જુવે છે તો પોતાની સ્ત્રી કઠોરસુંદરી મળે નહિ ! તેથી વિલાપ કરવા લાગ્યો પછી તે પોતાની સ્ત્રી કઠોરસુંદરીની શોધ કરવા ગયો, તે ફરતો ફરતો એ વરસે જે શાહજાદો સુલતાનબેગ તેની સ્ત્રી કઠોરસુંદરીને હરણ કરી ગયો હતો ત્યાં ચઢી નીકળ્યો ત્યાં તેને ખબર થઇ કે શાહજાદો સુલતાનબેગ કોઈ ખુબસુરત કઠોરસુંદરી નામની સ્ત્રી ફપટાવી લાવ્યો છે તે પોતાનીજ હશે એમ તેને લાગવાથી તેણે

અજીતબેગ પાદશાહ પાસે જઇ ફરીયાદ કરી અજીતબેગ પાદશાહે સુલતાનબેગ શાહજાદાને બોલાવ્યો ત્યારે સુલતાન બેગમ શાહજાદાને હસી કહાડયો જે પ્રેમ વિના પ્યારી થાય નહિ, આની સુરત જુઓ તેનું રૂપ વિયોગથી બળી ગયું હતું ને પછી એની જુઓ તે એની સ્ત્રી કઠોરસુંદરી કયાંથી? તે તો ઈંદ્રની રંભાના જેવી રૂપવાન છે તેને આવા પુરૂષને માટે ઈશ્વરે ઘડી હોય એમ તમે દરીઆફ્ કરશો તો સૃષ્ટિ નિયમથી પણ ઉલટું થશે. તેને મેં મારી પટરાણી કરીને સ્થાપી છે ને મહેલમાં દાખલ કરી છે. ત્યાંથી મર્યાદા તોડીને બાહેર બોલાવાય નહિ ! તે સાંભળી પેલા ગુણીયલસિંહ દુખીયા રજપુતે ઘણી તકરાર કરી પણ તે બધું ધુળ ઉપર લિપણુની પેઠે બધું ફોગટ ગયું ત્યારે તેણે એને મોટો ઘાંટો કહાડી કહ્યું. અજીતબેગ બાદશાહ તમે ખરાજ ન્યાયી હો, તો મને બાયડી જોઇતી નથી પણ જે મેં તેને મારી અમુલ્ય અરધી ઉમર બક્ષી છે તેને મને પાછી અપાવો આ સાંભળીને બધા હસ્યા પણ પેલાએ જકજ લીધી ત્યારે સુલતાનબેગ શાહજાદો કહે—ભાઇ ! તારી :એક પણ ચીજ અમારે હરામ છે, દુખીઓ—મારે તેની કે તમારી સાથે કંઇ વેર નથી, પણ તે મારી સ્ત્રી કઠોરસુંદરી સાથે સહાયના છુટા છેડા થતી વખત મને એક વારજ તેણુ મેળો કરવા દો એટલુંજ તેને બોલાવો કે " જે તે મને તારી અરધી ઉમર બક્ષી છે તે જા પાછી આપી." તો બસ છે અને પછી તમારા રાજમાં એક પળ વાર પણ ઉભો રહી તમને તસદી આપીશ નહિ, તે સાંભળી અજીતબેગ બાદશાહને તેના વચનથી કેટલીક અસર થઇ અને તેની યોગ્ય સરત ન્યાયના આધારે કબુલ કરવી પડી. તેણે શાહજાદા સુલતાન બેગવાળી બાયડીને મહેલમાંથી બોલાવી. તે મોરની મીશાલે આવી હસતી હસતી બોલી કે હે પરથી

તું કોણ છે તે હું જાણુતી નથી. છતાં તું બીજાનું બાયડીનું ચિત્ત વેગરૂપ સાંભળી ગાંડો થયો છે શું ગુણીયલસિંહ ઠાકોરે તેના બોલવાના વચન પરથી જાણ્યું કે બાયડી મારી તો ખરી પણ વંઠી ગઇ છે પછી તેને ઉમર પાછી આપવાનું કહ્યું તેવીજ તે બોલી કે મુરખ ! ઉમ્મર તે કયાંઇ અપાતી હશે, પણ તું ગાંડો થયો છે, તારા જેવા કુતરાઓની હું પરવા કરતી નથી તો પણ જ્યારે અજીતબેગ બાદશાહનો તારે વિષે આગ્રહ છે તો હું કહું છું કે "તેં મને તારી અડધી ઉમર બક્ષી હોય તો તે પાછી લે" તેટલું સાંભળી તેનો પતિ ચાલતો થયો પણ પેલી સ્ત્રી કંઠોરસુંદરી ધબ લેઇ મુડદું થઇને પડી ! ! તે વખતે ભરાએલી સઘળી સભા વિસ્મય થઇ, પણ પેલા દુખી પતિએ આ દેખાવ જોયો નહિ, કારણ કે તે ત્યાંથી નીકળી ગયો હતો, તેની ખબર રાજાને મળીજ નહિ આ દેખાવ જોઇને પેલા સુલતાનબેગ શાહજાદાની આંખમાંથી લોહીનાં આંસુ પડયાં. જેને બે વરસથી પોતાની પ્યારી અને ઇમાનદાર સ્ત્રી ગણતો તેની બેવફાઇ ઉપર તિરસ્કાર છુટયાથી તેનાં મુડદાં તરફ હવે નજર પણ કર્યા સિવાય ચાલ્યો ગયો ને અજીતબેગ પાદશાહે તેની લાશ ઢોર ઉંચકનારાઓ પાસે ફેંકાવી દીધી.

## વારતા ૯ મી.

### ઉકલો કોળી અને ની તેસ્ત્રી રૂડકી.

પાટણ શહેરમાં કોળીઓની વસ્તીમાં ઉકલો અને તેની બઇરી રૂડકી રહેતાં હતાં, આ બંને માટી બઇયર ખેતીનો ધંધો કરતાં ઉકલો દારૂડીઓ અને રૂડકી છીનાળ એટલે બંનેની દરરોજ લડાલડી ચાલે તેમાં શું પુછવું ! એક દિવસે સાંજે બન્ને ખેતરેથી ઘેર જતાં હતાં.

તેવામાં રસ્તામાં આવતો એક બાવો તેને ભેળો થયો અને પુછવા લાગ્યો કે આ શહેરમાં હું કોઇને ઓળખતો નથી. માટે મારે રાતની રાત રહેવું છે તો આપને ઘેર જરા જગ્યા આપોતો તમને ઘણું પુન્ય થશે કહ્યું છે કે સંજની વેળાએ જે આવે તેની બરદાસ ચાકરી કરે તે મુવા પછે દેવતાનું સ્વરૂપ પામે છે ઉકલો તે સાંભળી તેની સ્ત્રી રૂડકીને કહે છે, અરે તું આ પરોણાને ઘેર તેડી જા ને સીધું સામાન આપજે હું આપણે માટે દારૂ અને મીઠાઇ લેવા જાઉ છું માટે બે ઘડી વાર લાગશે, તે સ્ત્રી છીનાળ હતી એટલે તેને મનગમતી વાત થઇ. પછી બાવાને સાથે લઇને હસતી હસતી ઘેર જાય છે કહ્યુ કે—જે સ્ત્રી છીનાળ છે તે અંધારી રાત નિરાત ઠેકાણે ને ધણી બહાર ગયેલો જોઇને હરખ પામે છે. જે સ્ત્રી વ્યભિચાર કરવા પારકા પુરૂપ પાસે જાય છે તે તેને પલંગપર સુવું નરમ બીછાનું ને પોતાનો સ્વામી એ સઘળા વાના ગમતાં નથી જેનું છિનાળા ઉપર ચિત્ત લાગ્યું તે સ્ત્રી પોતાના કુળની લાજ લોકો ભુંડુ કહે છે પોતાના શરીરને ધક્કો લાગશે વિગેરે કાંઇ જોતી નથી પછી રૂડકી બાવાને લઇને ઘેર ગઇ અને આસાન આપીને બાવાજીને કહ્યું કે મહારાજ! હોશીયાર રહેજો. મારે કાંઇ કામ છે તે તરત જઇ આવું એમ કહી ઘરમાં ગઇ. સોળે શણગાર સજી બની ઠનીને પોતાના યારને મળવા બહાર નીકળી એવામાં દારૂ પીને ઝુલતો તે લથડીયા ખાતો ખાતો રસ્તામાં પોતાનો માટી સામે આવે છે તેને જોઇને નાસતી નાસતી પાછી ઘેર આવી. અને સંગાર ઉતારી નિરાંતે બેઠી છે. ઉકલો તેને નાસતી જોઇ વારે તેને ભારે ક્રોધ ચઢયો અને આવતા વેતજ તેને પુછે છે રાંડ કયાં ગઇતી કયા માટી પાસે ગઇ હતી ? તે સાચેસાચુ કહી દે તે બોલી કે રે રે પીટીઆં હું કયાંઇ

નથી ગઈ તુ દારૂ પીને એ શું બકે છે શરમાતો નથી ? છાકટો થઈ લથડીઆ ખાતો ભાન વગરના બકયા કરે છે એમ એક બીજાને ઘણી લડાલડી ચાલી એટલેથી પણ બંધ ન વળતા છેવટ મારા મારીપર આવ્યા તેમાં ઉકલે દારૂના આવેશમાં ૨—૪ લાકડી એવી તો જોરથી મારી કે સ્ત્રી નરમ પડી તેમ તેમ ઉકલો જોશમાં આવ્યો છેવટ ઓટલાના થાંભલા સાથે બાંધી મુકીને પછે પોતે સુવા ગયો કેટલીક રાત ગયા પછિ તેના રોજના નિયમ પ્રમાણે જઈ શકાયુ નહિ પણ જવા માટે અનેક પ્રકારની ગોઠવણુ કરી જાઉં તોજ ખરી એવો વિચાર કરે છે બીજી બાજુ તેને વહાલો યાર મોટી રાત સુધી રાહ જોઈ બેઠો છે અને છેવટે તે નજ આવી ત્યારે તેની બેનપણી વાણુંદાણી કુટણીને તેડવા મોકલી તે આવી સંકેતથી કહે છે રે. બેન તે આ શું કર્યું યાર તારી વાટ જોતો કયારનો બેઠો છે તો હવે તરત ચાલ એટલે તે બોલી રે બેન મારી તો આ દશા છે હું કયારની ઘણી આવવા વિચાર ગોઠવું છું પણ પીટાએ મારીનેમારાં હાડકાં ભાંગી નાખ્યા છે એની વેદનામાં કાંઇ સુજતુ નહોતુ હવે તુ આવી એટલે બધી પંચાત મટી હવે તુ કહે તેમ કરૂં પણ મારા રૂડયાને કુકો કર્યા પછી બીજી વાત કરજે એટલે કુટણી બોલી કે એમ તેનુ કામ કાઢી નાખવા તારો વિચાર હશે તો તેમ કરતાં કટલી વાર પણ તે આ વખત નહિ કેમકે રાત ઘણી ગઇ વળી યાર તારી વાત જોતો ઘણીવારથી બેઠો છે એટલે હું કહું તેમ કર તને છોડી તારે ઠેકાણે મને બાંધી તુ યાર પાસે સુખે જઈ રંગ રમી યારને રાજી કરી આવ પછી તેણે તેમ કર્યું અને કોલણ યાર પાસે ગઈ ઘડી બે ઘડી ગઇ એટલે ઉકલો ઉઠયો અને બબડીને કહે છે અરે રાંડ ? તું આજ પછિ જો બહાર નહી

જશે ને સામુ બોલી કરીઓ નહીં કરીશ તો તને છોડીશ તે સાંભળી વાણુંદાણી કાંઇ બોલી નહીં કે રૂખે મારો શબ્દ સાંભળશે તો ઓળખશે. ઉકલો તેને ફરી ફરી વારે વારે પુછેછે, પણ સ્ત્રી કાંઇજ નથી બોલતી તે વારે વળી ફરી વિનવી બોલાવે છે તો પણ તે એકની બે ન થઇ. તે વારે તેને ઘણી રીસ ચઢી ને ક્રોધના આવેશમાં છરી લઈ તેનું નાંક કાપી નાંખ્યું, ને વળી પાછો સુવા ગયો. રૂડકી તેના માનીતા યાર પાસેથી હરખ ભેર પાછી આવી પોતાની બેનપણી વાણંદાણીને પુછે રે બેન તને સુખશાંતી છે ? તે બોલી નાક વગર સઘળું સારૂં છે. હવે મને અહિંયાંથી છોડ કે હું મારે ઘેર જાઉં. નહિતર બીજું કાંઇ ખોઉશ. પછી કોલણ રૂડકીએ તેની આસનાવાસના કરી દીલગીરી બતાવી, તેને છોડીને પોતે બંધાણી. થોડા વાર પછી રૂડકી કોલણ હુશાગ્રહ કરી પોતાના ધણીને હાક મારી કહે છે કે અરે મુર્ખ તને ધિક્કાર છે. જે તું હું સરખી પતિવ્રત્તને પણ છોડાવી ચુકયો નહીં પણ યાદ રાખજે કે હું જો ખરી હઉં તો આ વખત તને પારખું બતાવું છું. ઓ ઇશ્વર જગતકર્તા દેવતાઓ, સુર્યનારાયણ આપની સાક્ષીએ જો મેં પારકો પુરૂષ મનમાં લાવી તેનાથી ભાષણ કરેલા હોય તો મને બાળી ભસ્મ કરો, નહીતો મારૂ નાક જે આ મારા દુષ્ટ પતિએ કાપ્યું છે તે પાછું તેમનું તેમ થાઓ મોટા જોરેથી બોલી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી હોય તેમ ઢોંગ કરી ઉકલાને કહે છે અરે પાપી ! હવે જો મારૂ નાક તેમનું તેમ થયું કે નહી, તું મનમાં શું જાણે છે. અરે દુષ્ટ હું ચાહીશ તો એક ખલકમાં બાળી ભસ્મ કરૂં એવું મારૂં પતિવ્રતાનું સત્ય છે. તે વારે ઉકલો દીવો લઈ જુએ છે તો તેનું નાક પહેલાં સરખું દીઠું ત્યારે અચરત પામ્યો અને તેને

છોડીને પગે પડયો અને ઘણી આજીજી કરી માફી માગી બોલ્યો કે અરે તું સતી ખરી. મને ભ્રાંત રહી નહિ તને મેં નાહક દુખ દીધું તેને માટે મારો ગુનો માફ કરજે. આ સઘળી બિના પેલો બાવો જે એક રાત માટે પરોણો થઇ આવ્યો તેણે આ બધો તમાશો જોઇ કહે કે સ્ત્રીના ચરિત્રો અપાર છે એને કોઇ કળી શકે નહિ. માટે સ્ત્રીઓની સાથે ઘણો સ્નેહ રાખવો નહિ. ઘણી સત્તા આપવી નહિ તેના ભરોસા પર કંઇ કામ કરવું નહિ. જે પુરૂષ સ્ત્રીના વિશ્વાસથી એટલે સ્ત્રીલંપટ થાય છે તેની શોભા તે પાછી રહેતી નથી સિંહ સરખા વિકાળ અને હાથી સરખા મોટા તેવા જે મોટી બુદ્ધિના પુરૂષોએ પણ સ્ત્રીએ હલકા ગણ્યા છે એવો બેઠો બેઠો વિચાર કરે છે આનીગમ પેલી વાણંદાણી કુટતી પોતાને ઘેર ગઇ અને વિચાર કરવા લાગી કે હવે શું કરવું ને મારા ધણીને શું કહીને મોઢું કેમ દેખાડું એ છુપું કાંઇ રહેશે નહિ એવો વિચાર કરે છે એટલામાં મસેળકુ થયું ને તેનો ધણી વાળંદ ઝાડે જંગલ જઇ આવી દાતણ પાણી કરે છે તેટલામાં હજામત કરાવનારા બે ચાર ગ્રાહકો તેડવા આવ્યા કે વાણંદે લુગડા પહેરી બારણા આગળથી પોતાની બઇરીને કહ્યું કે અરે સાંભળે છે કે મારી કોથળી લાવ મારે કામે જવું છે તે સાંભળી વાણંદીએ અસ્ત્રો લાવી આપ્યો તે જોઇ તેને ઘણી રીસ ચડી ને તે અસ્ત્રો તેના અંગ પર ફેંકી દઇ બોલ્યો કે અરે રાંડ ! મેં કોથળી માગીને તેં અસ્ત્રો લાવી આપ્યો એથી શું તારૂં નાક કાપું, એ વેળાએ તે વાણંદાણી ઘરમાંથી પોકાર કરતી બહાર નીકળી અને લોકોને કહે છે કે અરે જુવો જુવો આ પાપી પીટયાએ મારૂં નાક કાપ્યું, હાય હાય ! હવે શું કરૂં ! મને તમે એના હાથથી છોડવો, નહિ તો એ મારો જીવ લેશે તે

સાંભળીને લોકો દોડયા ને મોટો ઘોઘાટ થતાં ઘણા માણસો ભરાણા ને સરકારી માણસ પણ આવ્યા. તેઓએ તે વાલંદને પહેલાં તો સારી પેઠે સોગટા બાજી કરી બાંધીને રાજા પાસે લઇ ગયા તે વારે રાજાની સભાના બેસનાર અમીર ઉમરાવ અને મુત્સદીઓ તેને પુછે છે ? રે મુર્ખ દુષ્ટ, તેં વગર ગુને આ સ્ત્રીનું નાક શા માટે કાપ્યું ? વાલંદે આ ગુનો કર્યો નહોતો અને તેની ઉપર અકસ્માત તોહમત આવતાં ગભરાટમાં વિચાર કરવા લાગ્યો કે હવે શો ઉત્તર આપવો. એમ વિચારમાં મુઢ જેવો બની ગયો છે કંઇ બોલતો નથી તેટલામાં સભાસદો કહેવા લાગ્યા કે સાહેબ આ ગુન્હેગાર છે માટે તેને શિક્ષા આપવી જોઈએ. આથી તે નિરપરાધીને લાંબી મુદત કેદ તથા દંડની બંને શિક્ષા ફરમાવી આ બધી બીના કોળીને ત્યાં બનેલી અને પેલે બાવે જોએલી તેથી તે નિરપરાધી વાલંદની ઉપર ગુજરેલી જુલમની દયા ખાતર રાજાની સભામાં સવીસ્તર હકીકત જાહેર કરી જેથી રાજસભાએ તેના પુરતા પુરાવાથી નિર્દોષ વાલંદને છોડી દીધો અને તેની સ્ત્રી કુટણી વાલંદણીને ગુનેગાર ઠરાવી બીજી શિક્ષા નહિ કરતાં માત્ર ગામમાંથી કાઢી મુકી.

---

## વારતા ૧૦ મી

### અમરસિંહ અને તેની સ્ત્રી જારમતી.

રતુજમાં કેસરીસિંહ ને અમરસિંહ નામના બે ગરીબ રજપુત ભાઈઓ રહેતા હતા અમરસિંહનું સાસરૂં મણીપુરમાં હતું, તેની સ્ત્રીને હજી આણું કર્યું નહતું. તેના મોટાભાઇ કેસરીની સ્ત્રી ઘેર રહેતી હતી તેથી રસોઇ પણ તે કરતી હતી. એક દીવસ બંને ભાઇઓ

જમવાને બેઠા હતા તે વખતે કેશરીની સ્ત્રી કાન્તિમતિ કઢી પીરસવા આવી, તેને જોઈ અમરસિંહે કહ્યું, ભાભી ? આજ કાંઇ કઢી સારી થઇ નથી. ભાભીએ છણકો કરી કરડાકીમાં કહ્યું દીયરજી ? સારી કઢી મારી દેરાણી છમકાવી મુકશે. અમરસિંહને ભાભીનું મ્હેણું પગથી તે માથા સુધી લાગ્યું તે તરતજ હાથ ધોઇને ઉભો થયો અને પોતાના ભાઈના વાર્યા છતાં એકદમ ઘોડો લઇ પલંગી ચાલતો થયો કેસરીએ પોતાની સ્ત્રી કાંતિમતિને ઘણોજ ઠપકો દીધો અને પોતાના ભાઇની પછવાડે દોડયો, પણ અમરસિંહ ગયો તે ગયો.

જ્યારે રેવંત પલાણ્યા, સાસરે તેડવા જાય,
ઝટપટ વહેલા પધાર્યા મમ ખરી વમાસણ થાય.

અમરસિંહ ઘોડેસ્વાર થઇ પોતે સસરાના શહેરમાં ગયો. સસરાને ખબર પડી કે જમાઇ આવે છે. તેવોજ તે સામે આવ્યો અને ઘણા આદર સત્કારથી પોતાને ઘેર તેડી ગયો, જમાઈને એક પોતાના અલાયેદા દીવાનખાનામાં ઉતારો આપ્યો અને કસુંબા પાણી વીગેરે પાઇને જમાઈની ખાત્રી કરી, તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે આજ જમાઇ પધાર્યા છે માટે રસોઇની તઇયારી કર. સાસુએ તરતજ બતરીસ રસોઈ કરી તેત્રીસ શાક કર્યાં. રાઠોડ જમ્યો, અને રાત પડી કે પોતે મેડી ઉપર સુવા ગયો, તેની પછવાડે તેની સ્ત્રી જારમતી આવી, ને પલંગ પર બેઠી, અમરસિંહ જાગતો પડી રહ્યો પણ સ્ત્રી પરીક્ષા જોવાને પોતાના મોં ઉપર કાપડું ઢાંકી કપટનિદ્રા કરી સૂઈ રહ્યો ! બાયડીએ તેના ઉપરથી પછેડી કાઢી નાંખીને જોયું તો પોતાના પતિના નસ્કોરાં બોલતાં માલમ પડયાં :બાયડીને વ્યભિચારનો ચડસ ઘણો હતો તે કોઇ લક્કડનાથ બાવાની સાથે તનમન થઇ હતી

પોતાના પતિના આવવાને લીધે અત્યાર સુધી તેની પાસે જઇ શકતી નહતી તેથી તેનું મન ઘણુંજ આકુળ વ્યાકુળ થઈ ગયું અને જ્યારે તેણે જાણ્યું કે કઠોર અમરસિંહ ઉંઘે છે ત્યારે એણે ગુપચુપ બાવાજી લક્કડનાથને મળીશ તો મારે કાલે સાસરે જવું પડશે તો બાવા લક્કડ-નાથનો વિજોગ રહી જશે એમ વિચાર કરી તેણે વિરકાછ વાળ્યો અને એક ખુણે પોતાના પિતા હમિરસિંહની ઢાલ તરવાર હતી તે હાથમાં લીધી ને સરર કરતી નીચે ઉતરી ફરર કરી દરવાજાની સાંકળ ઉઘાડી મહેલ બહાર નીકળી અમરસિંહ જાગતો હતો તેણે મનમાં કયાસ કર્યો હું જોઉં છું તો ખરો કે એ કયાં જાય છે તે બાયડી શું કરે છે એવા વિચારથી તેણે પણ પોતાની બુકાની બાંધી દીધી અને કછોટો કશી હાથમાં તલવાર લઇને તેની પાછળ પડયો અંધારી રાત્રી હતી. બાયડી ચાલીને નગર બહાર નીકળી વગડામાં આવી ત્યાં આસપાસ તમરો કંસારીઓના ભયંકર અવાજ નીકળી રહ્યા હતા. કોઇ કોઇ વખત પવન આવતો, તેને લીધે ઝાડના પાંદડાં ખડખડતાં હતાં તે સાંભળતા કાચાપોચાના મનને ભુતની અસેર થયા સિવાય ન રહે, એવું ભયભિત વેરાન વટાવી તે બાઇડી આગળ ચાલી. બાઇડીની હિમ્મતને માટે તેના ધણીના મનમાં ઘણા ઘણા વિચાર થતા હતા અને તેણે પણ તે જ્યાં જાય ત્યાં જવાનો મનસુબો કર્યો આગળ જતાં એક મોટો વડ હતો ત્યાં આગળ આવી, આગળ નવ ચોર બેઠા હતા તેમણે જાણ્યું કે આ કોક આપણું ભક્ષ આવ્યું છે, તેથી તરત તેની સામાં આવ્યાં. ઠાકોરે વેગળેથી ચોરને દીઠા તેવો તે છુપાતો કયાસ કરવા લાગ્યો; કે રાંડ કયાં જવાની છે હવે એ શો પેચ લડાવે છે, એટલામાં પેલા ચોર આવી જારમતીને કહેવા લાગ્યા કે તારૂં ઘરેણું ઉતારીને અમને આપ. નહિં તો આ તરવારનો ભોગ થા,

જારમતીએ કહ્યું ધીરા રહો. હું મારૂં ઘરેણું કાઢી આપું છું એમ કહી તેણે પોતાનું સઘળું ઘરાણું આપ્યું, તેણીએ જરીયાનને ચણીયો પહેર્યો હતો. તે ઉપર ચોરની સરત પડી અને બોલ્યો કે આ ઘાઘરો કોના સારૂં રાખ્યો છે. કહાડી આપ તે બોલી વિરા ! હું અબળાનો અવતાર છું. માટે તમે આડું જોઇને ઉભા રહો તો કાઢી આપું તે સાંભળી ચોર પુંઠ કરીને ઉભા કે તેણે તરવાર કહાડી નવના માથા ઉડાવી દીધા, તે જોઈ પેલો ઠાકોર અમરસિંહ કંપવા લાગ્યો કે આ બાયડી શું ન કરે ?

ચોરોને મારીને પેલી સ્ત્રી જારમતી પાછું પોતાનું ઘરાણું સજીને આગળ ચાલી ત્યાં એક સાંકડી નહેર આવી તેની અંદર વચ્ચોવચ્ચ મોટો વાઘ બેઠો હતો ઠાકોરે જાણ્યું કે હવે રાંડનો સપાટો નીકળી જવાનો છે અને તેને તેના પાપની શીક્ષા કરવાને ઇશ્વર આ વિકાળ તેના કાળને પ્રેર્યો છે, હમણાં મારી નાંખશે, તો તે ટાઢે પાણીએ ખસ જશે. શું એનો પીર આવે તો પણ તે ઉગરે કે ? એમ વિચાર કરે છે. એટલામાં બાઇડીએ તરવાર ખેંચીને બીજા હાથ પર રૂમાલ વીંટીને વાઘને હાકોટયો હડ કુતરા રસ્તો છે. વાઘ બરાડતો તેના ઉપર ધસ્યો, તેવોજ બાઇડીએ તેને એકજ ઘાથી પુરો કરી નાંખ્યો. ઠાકોર અજાયબ થઇને બોલ્યા, અરે ? રાંડ તો અહીંયાં પણ ન મરી પછી તેણે નીશાની રાખવા વાઘના કાન કાપી લઇ પોતાની હાલના ભંડારીઆમાં મુકયાં ને પાછળ પાછળ ચાલ્યો.

આવી બહાદુરીથી વાઘને ઠાર કરીને રજપુતાણી આગળ ચાલી. ત્યાં મહી નદી ચારે કાંઠે ભરાઇ છે બાવા લક્કડનાથની મઢી સામે કાંઠે છે. તેથી નદીમાં ચઢતું પુર જોઇને જારમતી વિચાર

કરતી ઉભી, તેના ધણી અમરસિંહે જોયું કે હવે તેની હિંમત રહેવાની નથી, આટલી વખત તો તેણે લાગતું નથી. પણ એટલામાં તો સ્ત્રીએ તલવારને પોતાના દાંતમાં ઘાલી અને ઢાલને પોતાના હાથમાં ઝાલી જયંમતી કહીને નદીમાં પડતું મુકયું, સડેડાટ તરીને સામે કાંઠે ચાલી ગઇ. ઠાકોર તેની પાછળ જ્યાં બીજો ઉતાર હતો ત્યાંથી નદી ઉતરીને ચાલ્યો અને ઝટપટ તે સ્ત્રીની પાસે જઈ પહોંચ્યો. નદી પાર ખેતરવા ઉપર બાવા લક્કડનાથની મઢી હતી ત્યાં પેલી સ્ત્રી આવી, અને ઝાંપો ઉઘાડવા ઘાંટા કહાડયા બાવા લક્કડનાથે કહ્યું કે રાંડ અબી આઇ! જારમતી બોલી મહારાજ મારો ધણી મારૂં આણું કરવા આવ્યો છે તેથી વાર થઇ. બાવા લક્કડનાથે કહ્યું કુછ ફીકર નહી. ભાંગ રગડ ઓર મેરેકું પા. પછી ભાંગ ઘુંટી અને બાવાજીને પાઇ અને ગાંજો પણ ચલમ ભરીને પાયો. પછી બને જણાં રંગભોગ રમી વાતો કરતાં પલંગમાં સુઇ રહ્યા, ઠાકોર જેવી સ્ત્રી પેઠી તેવોજ વાંસે વાંસે ગુપચુપ મઢીમાં દાખલ થયો, અને બાવા લક્કડનાથની ખાટલી નીચે ધીરો રહી લાંબો થઇને ભરાઇ બેઠો. જ્યારે તેણે જાણ્યું કે બંને જણ ઉંઘમાં પડયા છે, ત્યારે તે તરવાર ખુલ્લી કરી સાચવીને ઉભો થયો અને બંનેને ઝટકાવવાનો ઇરાદો કર્યો પણ સ્ત્રી હત્યા ન કરવાનો વિચાર આવ્યો, તેથી ધીરે રહીને બાવાજીનું ગળું કાપી નાંખી નજીકમાં એક તાડનું ઝાડ હતું તેની ટોચે ચઢી બેઠો. થોડી વારે બાવાના લોહીના વહેવાથી સ્ત્રી જારમતી જાગી ઉઠીને આસપાસ જોવા લાગી તો કોઇ મળે નહી. તે ચારે દીશાએ ચાર ચાર કોસ સુધી મારનારને ખોળવા ફરી કોઇ ન દીઠું ત્યારે તે નીરાશ થઇ અને નદીમાંથી જળ હાથમાં લઇ બોલી:—હે બાવા લક્કડનાથ! ચારે ગાદે આ વખતે તને મારનારો મને મળે,

તે વારે તારૂં વેર ન લઉં તો હું રજપુતાણિ નહિ.

> ફીણે મારાં હેનાં હર્યાં ફીણે ફીધી કેડ;
> પત રાખું પાંસળાતણું શીશ કાપું શમશેર.

પછી ક્રત સંકલ્પ કરીને હો હો! કરીને ચોગરદમ તરવાર ફેરવવા માંડી એટલામાં તેથી તેનો બે તસુ કકડો ઉડીને ઠાકોર અમરસિંહ જ્યાં ઝાડ ઉપર બેઠો હતો ત્યાં તાડછામાં ભરાઇ ગયો, પછી બાવાને લઇને દાટવા ગઇ, ત્યારે રજપુતે પેલી તલવારની કરચ કહાડીને પોતાની ઢાલના ભંડારીઆમાં મુકી છાનોમાનો ત્યાંથી સ્ત્રી ની આગમચ નદી ઉપર આવ્યો. તેણે પોતાની તરવાર ધોઇ નાંખી તે ઢોલીયામાં ઉંઘવાની મિષે, સુઇ રહ્યો થોડીકવાર કેડે સ્ત્રી આવી અને તેને શક પડયો કે વખતે ધણીએ તો નહીં માર્યો હોય! તેથી જારમતિએ પીછોડ ઉચકી તેનું અંગ તપાસ્યું તો અંગ ઉનું દીઠું જેથી તેને કાંઇ શંકા રહી નહિ પછી જારમતી પણ તેની સાથે સુઇ રહી. બીજે દીવસે સવારમાં અમરસિંહ એકદમ સ્ત્રીને લીધા વિના પોતાને ઘેર ચાલ્યો ગયો. ઘેર આવ્યો ત્યારે કાંતિમતી ભાભીએ પુછયું કે મારી દેરાણી કયાં? ત્યારે અમરસિંહ કહે છે કે ભાભીજી, એ સ્ત્રી કશા કામની નથી. ભાભી કહે કેમ કામની નથી? તેનો વાંક હશે કે નહિ? કાંઇ ખાંપણ જોઇ, તે સાંભળી પોતાને બળતા પેટે બોલ્યો.

> એ ભાભી ના દીઠી ખોડ કે ના ખાપણ જાણ,
> એ સ્ત્રી ઘર લાવીએ નિશ્ચે ઉપજે હાણ.

તે સાંભળી ભાભી સમજી તો ખરી પણ તેના મોંથી અથથી

ઇતિ સુધી કહેરાવવા પુછ્યું કે શું થયું તે તો કહો. પછી મર્મમાં બોલજો. હું તો મર્મમાં સમજતી નથી ત્યારે ઠાકોરે અથથી ઇતિ સુધી સ્ત્રીની સઘળી વાત કહી સંભળાવી ભાભીએ કહ્યું હશે હોય ફીકર નહિ તેને ઘર આગળ તેડી લાવો, તેના પેટથી જે પુત્ર થશે તે બાદશાહથી તરવાર બાંધે એવો જોરાવર થશે.

હરામી ગાયનો બછેરો, છિનાલ રાણુકો પુત્ર
એ બેટો અવતરે તો બાદશાહ શું કરે જુધ.

અમરસિંહે ભાભી કાતિમાતનું કહેવું અંગીકાર કર્યું અને ત્યાં સાસરે જઇ જારમતીને આણું કરી પોતાને ઘેર તેડી લાવ્યો તેમણે ઘર સુત્ર માંડયું, કેટલીક મુદ્દત પછી તેને પેટે અમરસિંહના ત્રણ પુત્ર થયા. તેમના અજીત, વિજય અને જોરાવર એવાં નામ પાડયાં એમ કરતાં ઠાકોર અમરસિંહ પંચાવન વર્ષના ને ઠકરાણી જારમતી પચાસ વર્ષનાં થયાં ત્યારે એક દીવસ ઠાકોર અમરસિંહ ન્હાવા બેઠા તે વખતે તેણે પોતાની સ્ત્રી જારમતીને કહ્યું જરા ઓર-ડામાંથી મારૂં થેપાડું છે તે આપોને સ્ત્રી ઓરડામાં લેવા ગઇ તો કોઠીઓના ગાળા વચગાળે એક બીલાડી અંધારે બેઠી હતી, તે પોતાના ડોળા ચનિષોના જેવા ડગમગાવતી હતી. તે જોઈ સ્ત્રી એકદમ બીની—ખાધીરે મારા બાપ! એમ બુમ મારી પાછી ફરી સ્ત્રી ચરિત્ર કરી ઓશરીમાં ધબ લઇ પડી, ઠાકોરને આ વખતે તેનું અગાઉના શુરાતનનું સ્મરણ થયું અને એકદમ ખડખડાટ હસી પડયો. તે બોલ્યો કે શું? આ સ્ત્રી ચરિત્ર શા કરો છો? રજ-પુતાણી બોલી-હું તો ઓરડામાં જનાર નથી મને બીલાડી કરડે છે ને બીક લાગે છે, એમ જ્યારે સ્ત્રીએ વધારે નાજુકાઇ દેખાડવા

માંડી ત્યારે તેનાથી રહેવાયું નહિ અને તે એકદમ ગુસ્સામાં બોલી ઉઠયો—

વાઘ વડારણુ જલ તરણુ, નવવિષ કાટા જેણુ;
આજ મંઝારે બીવરાવીયાં, વડુ વિમાસણુ તેહ.

તે સાંભળી જારમતી ચેતી ગઈ તે બોઠી પડી પણ હિંમત ધરીને બોલી સ્વામિનાથ તમે શું કહો છો? મને સમજણુ પડતી નથી. તમે કહો છો એ વાત તદ્દન ખોટી છે અમરસિંહે કહ્યું કે ખોટી હોય તો મેડા ઉપર મેં તે દીવસની ઢાલ તરવાર છાંડી મુકી છે તે લાવ અને ભંડારીઆમાં જો વાઘનો કાન અને તરવારનો કકડો પડ્યો છે કે નહિ? સ્ત્રી ઉપર ગઇ અને જોયું તો ભંડારી-આમાં વાઘનો કાન અને તરવારનો કકડો બંને દીઠાં તે જોઇ તેને હાડે હાડ વ્યાપી ગઈ કે મારા ભોગી લક્કડનાથનું ખૂન એણેજ કર્યું માટે હવે એને માર્યા સિવાય છોડવો નહિ. એમ કહી એજ તરવારે તે ચંડાલણીએ પોતાનો પતિ પુંઠ ફેરવીને પોતીયું પહેરતો હતો તેવામાં તેનું માથું ઉડાવી દઇ પોતે બુમ પાડી, કોઇ આવો રે આવો રે "હાય! હાય! મને ભીખ માગતી કરીરે મારા બાપ!" તે સાંભળી લોકો ભરાઇ ગયા. ત્યારે તે બોલી કે હવે મારે જીવ-વાનું કામ નથી; જ્યાં મારો પતિ ત્યાં હું માટે એની ચિતા ખડકો તેના બેગી હું બળી મરીશ, સતિને જોવાને આખું નગર ભરાયું. અને પોતાના ધણીને ખોળામાં લઇ ચેહ ખડકી બળી મુઇ!!

---

# શ્રી દેવી ભાગવત.

## ("ભગવતી ભાગવત" નું શુદ્ધ ગુજરાતી ભાષાંતર)

આ શ્રી દેવી ભાગવત ૯૦૦ પૃષ્ઠનો પાકા પુંઠાથી બાંધેલો મહા ગ્રંથ છે. તેમાં ૧૨ સ્કંધમાં શ્રીદેવીનું માહાત્મ્ય દર્શાવનારા અનેક પ્રસંગો આપેલા છે. દેવીના પ્રસાદથી વિષ્ણુએ કરેલો દૈત્યોનો વધ. બુદ્ધની ઉત્પત્તિની કથા, પુરૂરવા તથા ઉર્વશીનું ચરિત્ર, શુકદેવનું ચરિત્ર, વ્યાસ જન્મ કથા, વસુઓની ઉત્પત્તિ, પાંડવોની ઉત્પત્તિ અને તેમનું ચરિત્ર, પરિક્ષીત રાજાનું વૃત્તાંત, જન્મેજયનો સર્પસત્ર, ભુવનેશ્વરીનો નિર્ણય, દેવીયજ્ઞ વિધિ, વિષ્ણુનો દેવી યજ્ઞ વિશ્વામિત્રની કથા, શશીકળાનો સ્વયંવર, નવરાત્રનો વિધિ, કુમારિકાની કથા, નર નારાયણની કથા, પ્રલ્હાદની કથા, વિષ્ણુના અવતારોની કથા, કંસ રાજાની કથા, શ્રી કૃષ્ણાવતાર તથા શ્રી કૃષ્ણની લીલા, મહિષાસુરની કથા, ચંડ મુંડની કથા, શુંભ–નિશુંભની કથા, જગદંબાનો પૂજનવિધિ, વૃત્રાસુરની કથા, નહુષરાજાની કથા, શુનઃશેપની કથા, નિમિ રાજાની ગતિ, હૈહય રાજાની કથા, નારદ સ્ત્રી થયા એ કથા, માયાની નિવૃત્તિ વાસ્તે દેવીની ઉપાસના, સુકન્યાની કથા, સુર્યવંશી અને ચંદ્રવંશી રાજાઓ, માંધાતાની કથા, ત્રિશંકુની કથા અને ભગવતી માહાત્મ્ય મહારાજા હરિશ્ચંદ્રનું ચરિત્ર, શતાક્ષી દેવીનો મહિમા, હિમાલયમાં પાર્વતીનો અવતાર, દેવીનાં સ્થાનક વ્રત અને ઉત્સવો. દેવીનું મનુને વરદાન, વરાહાવતાર, પાતાળોનું વર્ણન નરકોનું વર્ણન, શક્તિઓનું વર્ણન, સરસ્વતીનાં સ્તોત્ર, પૂજા અને કવચ, ગંગાજીની ઉત્પત્તિ, તુળશીની કથા સાવિત્રીની કથા. મહાલક્ષ્મીનું આખ્યાન, સ્વાહા, સ્વધા, દક્ષિણા ષષ્ટી, મંગળચંડી, મનસા, સુરભી, રાધાજી અને દુર્ગાદેવીનું આખ્યાન, સ્વયંભૂ મનુનું આખ્યાન, મહાકાળીનું ચરિત્ર, રૂદ્રાક્ષોની ઉત્પત્તિ, ભસ્મના ભેદ, અને મહાત્મ, સંધ્યાવંદનાદિ, ગાયત્રીનો પુરશ્ચરણ વિધિ, જગદંબાનું કવચ, મણીદ્વીપનું વર્ણન, દેવી ભાગવતની ફળ શ્રુતિ, ઇત્યાદિ અનેક બાબતો ૩૧૮ અધ્યાયોમાં આપી છે. આ મહાપુરાણ હરેક મુમુક્ષુએ વાંચવા તથા ઘરમાં રાખવા યોગ્ય છે. કી. રૂ. ૬.

# નૂતન હુન્નર સાગર.

જાતિઅનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણથી માહીતી આપેલી હોવાથી ગમે તેવો અજાણ અજ્ઞાન માણુસ પણ આ પુસ્તકની સહાયતાથી હુન્નરો શીખી શકે છે, આમાં મીણબત્તીયો, દીવેટો તથા તે સંબંધના મસાલા વીગેરે સુકા રંગો, હાથીદાંત ઉપર ચડાવવાના જુદા જુદા રંગ ને સાફ કરાવવાની રીત તથા તે જણસો સાંધવા માટેની કેળવણી, સાબુઓ જેવા કે કોકમના તેલનો પાપડ ખારમાંથી સાબુ બનાવવાની રીત. પ્રારદર્શક સાબુ, વીંડઝરસોપ, બારસોપ, કપડાં ધોવાના સાબુના પાઉડર, લેમન ઓરંજ સોપ, રોઝસોપ, જાનવરો સાફ કરવાનો સાબુ, ઉનનાં કપડાં ધોવાનો સાબુ, હીનાનો સાબુ, કેવડાનો સાબુ, મસ્ક કાર્બોલિક અને સલ્ફર સોપ વિગેરે ઘણી જાતના સાબુઓની માહિતી જુદી જુદી જાતના વાર્નિશો જેવા કે તેલીયા વાર્નિશ, ગાડીઓ રંગવાના વાર્નિશ લોઢાના સામાન સારૂ કાળો વાર્નિશ, સ્પીરીટની મદદથી બનતા વાર્નિશો, ટોપલીયો, પેટીઓ અને નકસી કામના વાર્નિશ, વોટરપુફ વાર્નિશ, જર્મન પેટન્ટ વાર્નિશ, લોખંડનાં વીગેર ઘણી જાતના વાર્નિશોની માહિતી કુવા અને કેટલી ઉંડાઇએ પાણી નીકળશે તે સંબંધીની માહીતી શીંગડાં તેમજ હાથીદાંતનાં બટનો. છીપનાં બટનો કાચનાં પીત્તળનાં, લોખંડના બટનો, જુદી જુદી જાતના પકવાન, અથાણું ચટણી વીગેરે બનાવવા વિષે. અગરબત્તી. અર્ગજો, ગુલાલ, અબીલ, અને છીંકણી, બનાવટી સ્લેટો; કાથો, એળીયો સુગંધી ધુપ કાગળની

ચીજો લાકડા જેવી કરવા વિશે રૂપા, ત્રાંબા આદી ઉપાયો ઢોળ ચઢાવવાની જુદી જુદી રીતો અને તે કેવી રીતે સાફ કરવા વીગેરે સોનેરી શાહી કપડા ઉપરની બાગવાનને ઉપયોગી હરકોઇ જાતના ડાઘ કાઢવાની રીત જેવાકે મોતી ઉપરનો તમાકુનો, જર્મન સીલવર ઉપરનો ડાઘ, કાચનો સામાન સાફ કરવા બાબત, દીવાસળીયો વીલાયતી બપોરીયાં રંગીન તારાઓ વીગેરે વીગેરે જુદી જુદી જાતના ત્રાસદાયક જંતુઓ દુર કરવાની રીત જેવા કે સર્પ ઉંદર માકણુ મચ્છર કીડી વીગેરે વીગેરે જુદી જુદી જાતના લાખ જેવી કે સીલ કરવાની લાલ તેમજ કાળી લાખ, સીલ કરવાની ફ્રેન્ચ લાખ, બટન તેમજ ચપળા લાખ વીગેરે વીગેરે જાતની જુદી જુદી જાતના કાગળો, ચામડા સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો જેવા કે જુદા જુદા રંગ ચડાવવા ચામડું નરમ કરવું ચામડું તતડી જતા અટકાવવું ચામડાં બગડે નહી તેમ રાખવાની રીત વિગેરે વિગેરે બાબતો કાચ સંબંધી જુદા જુદા હુન્નરો લાકડાં સંબંધીનાં જુદી જુદી જાતનાં હુન્નરો, ધાતુઓ સંબંધી ભીન્ન ભીન્ન પ્રયોગો જુદી જુરી જાતનાં સુગંધી તેલો જેવા કે જાયફળ બદામ, તજ લવીંગ, નારંગી, ગુલાબ કેવડા, અત્તર, કોલન વોટર, લવન્ડર વોટર, હંગેરીયન વોટર, મોલીફ્લાવરનું અત્તર બાદશાહી ગજરાજ એશેન્સો જેવા કે ગુલાબ, ચંબેલી, મોગરો, કપુર, રૂબાર્બ લીંબુ કસ્તુરી લવિંગ જાયફળ, તજ લોબાન અર્ક ટીંચર આયોડાઇન એવી વીગેરે ઘણી અસંખ્ય બાબતો આપવામાં આવી છે. સર્વ સાધારણોને સમજણ પડે તેટલા ખાતર પુસ્તકની ભાષા ઘણી સહેલી રાખવામાં આવી છે, કાગળ ગ્લેજ પાકું પુઠું. છતાં કિંમત માત્ર રૂ. ૪।। પોસ્ટેજ માફ.

# ઘર વકીલ

**આમાં દીવાની, ફોજદારી તથા રેવન્યુ કાયદાઓનો સંગ્રહ છે.**

કાયદાના હિમાયતીઓ, ઇંગ્રેજી નહી ભણેલા તેમજ કોર્ટ સંબંધીનું કામકાજ કરનારાઓ સારૂ આ પુસ્તક એક ઉત્તમ બક્ષીસ છે. જુજ બાબતો સારૂં વકીલ અગર બેરીસ્ટરોની ફી ભરવા કરતાં આ પુસ્તક પાસે રાખવું એ ઘણુંજ લાભદાયક છે. આમાં ઇન્ડીયન પીનલકોડ, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટની વિશેષ સત્તા રાજદ્વારી કેદીને દેશપાર કરવાનો કારીગર અને મજુર બજારો તથા મેળા, ભાડાના વાહન વીલેજ પોલીસ, છાપખાનાં, કારખાનાં તથા વર્તમાન પત્રો દોરના કસણ ભટકતા યુરોપીયનો નાટકના ખેલ શીતળા અફીણ આબકારી, પોલીસ રેલવે, જનાવર ઉપર થતું ઘાતકીપણું અટકાવવા, સ્ટીમબોઇલર, એસ્ટાટીશન, ઝેરી જણસો મોટરવાહન, બાર થનારા પદાર્થો. વર્તમાન પત્રો ફટકા પેસ વીજળી ગુન્હા કરનારી જાતી રાજદ્રોહી સભા કારખાનાં ગાંડાં માણસો જીંદગીના વીમા, ઘોડદોડની સરતો વૈદ્યકીય નોંધ રાખવા પોલીસ ઓફીસરોના અખત્યાર હરકોઇ શખ્સના અખત્યાર પીનલકોડ મુજબના ગુન્હાનું પત્રક હિન્દુ ધર્મ શાસ્ત્ર દત્તક વીલાદ વીલ વારસો, છુટાછેડા ખોરાકી પોશાકી વિગેરે સર્વ બાબતો તથા પારસી લોકોનાં લગ્ન તલાક વગેરે વગેરે બાબતો વારસાનામું તથા તે સંબંધીની જુદી જુદી બાબતો મુસલમાની કાયદો સાદી તલાક સગીર બક્ષીસ વકફ ખોરાકી પોશાકી વિગેરે વિગેરે બાબતો અપકૃત્ય તથા એ સંબંધિના અધિકાર ન્યાય સંબંધી હિન્દુ વિધવા પુનરલગ્ન દીવાની કોર્ટના દરજ્જા કોર્ટ ફી તથા તે સંબંધની

જુદી જુદી બાબતો, હિન્દુ લોકોના વસીયતનામાં પુરાવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો કરાર તથા તે સંબંધની જુદી જુદી બાબતો, સમ વિશેષ ન્યાય, કરજદાર ખેડુતોને મદદ કરવા તથા તે સંબંધની જુદી જુદી બાબતો, પ્રોબેટ ત્રસ્ટ એને તે સંબંધની જુદી જુદી બાબતો. દીવાની કોર્ટમાં કામ ચલાવવા તથા તે સંબંધની જુદી જુદી બાબતો, મુદત તથા તે સંબંધની જુદી જુદી બાબતો. દસ્તાવેજ તથા તે સંબંધની જુદી જુદી બાબતો, ગાંડા માણસની મીલકત ઉપર દેખરેખ રાખવા બાબત; જમીન મેહસુલ તથા તે સંબંધી જુદી જુદી બાબતો, જમીન ઉપરના હક્કપત્રો, લોકલફન્ડ વતન ભાગદારી તથા નરવાદારી, સમરી સેટલમેન્ટ તાડાગીરાસ, મતાદાર તાલુકદારો કોર્ટ ઓફ વાર્ડસ તગાવી ઇનકમટેકસ ઇરીગેશન જંગલ. તમાકુ, ખુષ્કીજકાત, જળ માર્ગની ડયુટી, હિન્દુસ્તાનના બંદરો, દેશી ઉતારૂ લઈ જનારા વહાણો સુતરાઉ માલપરની જકાત સાવજનિક હોડી. ઘાટ, સાર્વજનીક રસ્તા તથા પુલો કબજા વહી વટ. જનરલ સ્ટામ્પ એકટ, સાર્વજનિક કામ સારૂ જમીન લેવા બાબત, ચલણી નોટો નાણાં દસ્તાવેજના જુદી જુદી ઘણી જાતના નમુના વીગેરે ઘણી ઘણી બાબતો આમાં આપવામાં આવેલી હોવાથી સર્વ સાધારણો તેમજ થોડું ભણેલાઓને ખાસ સંગ્રહવા યોગ્ય છે. પાકું પુંઠું ગ્લેજ કાગળ જુજ પ્રતો શીલકે છે છતાં કિંમત માત્ર રૂ. ૬—૦—૦ પોસ્ટેજ ૦—૧૨—૦ જુદા આજેજ મંગાવો.

**આવી જાતનાં બહાર પડેલાં પુસ્તકોમાં સૌથી મોટું, અને સસ્તુ પુસ્તક.**

# શાક, પાક, પકવાનશાસ્ત્ર.

આમાં જુદી જુદી જાતનાં ગરમ મસાલા જેવા કે પારસી રીતનો શાકનો મસાલો, શાકનો સાદો મસાલો, શાક દાળનો ગરમમસાલો, રાઈનો મસાલો ખોપરાનો મસાલો, મેથીનો મસાલો, ભજીયાંનો મસાલો, શાકદાળનો દક્ષીણીરીતનો મસાલો, શાકભાતમાં મેળવવાનો

લોટનો મસાલો, હિન્દુસ્તાની રીતનો ગરમ મસાલો; જુદી જુદી જાતની ચટણીઓ તથા કચુંબરો જેવી કે રીંગણાની ચટની કાંદાની ગોરનાં પાંદડાંની અડદની દાળની, આંબલીની, આંબળાની, દ્રાક્ષની, કેરીની, કેળાંની કોથમીરની, ફુદીનાની, મસાલાના ભાત જોડે ખાવાની, આદાની, મીઠા લીંમડાની. કાચાં દાડમની, કોઠાની, કરમદાંની ચણાની દાળની, લીલાં મરચાંની, કોકમની, ઇંગ્રેજી રીતની, ફુદીનાની, તલની, લસણની જીરાની, ખજુરીની, ટામેટાંની બંગાળી રીતની, શેરડીનો સરકો ગોળનો સરકો, લીંબુના રસનો, જાંબુના રસનો, કાંદાનો કચુંબર, પપૈયાનું કચુંબર, કેરી તથા રાયણનું, ગાજરનું, મુળાનું, મોઘરીનું કાકડીનું કચુંબર, જાત જાતનાં રાયતાં જેવાંકે બટાકાંનું રાયતું, કાકડીનું રાયતું; કહોળાનું, ખારેકનું, દ્રાક્ષનું, ખોપરાનું, લીલા મરચાં, આદુ અને કોથમીરનું કેળાનું, સુરણનું, સકકરીયાંનું, મુળાનું, મોગરીયોનું પપનસનું અળવીના દાંડલાનું; જામફળનું લીંબુનું, અનન્નાસનું આદુનું, શેવફળનું રાયતું, કેળાના ફુલનું. આંબળાનું રાયતું, વીગેરે; તેમજ જાતજાતનાં અથાણાં જેવાં કે બાફેલાં લીંબુનું અથાણું, છીણેલી કેરીનું બોરકેરીનું, દાબડા કેરીનું મેથીયા કેરીનું, મુગલાઇ રીતનું, મરવા કેરીનું, ચાસણીદાર કેરીનું અથાણું, ગુજરાતી રીતનું, મેથીયા કેરીનું, રાયતું કેરીનું અથાણું, કેરીનું, મોગલાઇ અથાણું, આદાનું અથાણું કોબીફલાવરનું, ડુંગરીનું, ગાજરનું, ચવચવનું, બાફેલી કેરીનું, મીઠી કાકડીનું, રાઇનું, કાકડીનું, કેરીનું, ગુંદાનું, ગરમરનું, કાઠીયાવાડી ડાળાંનું, લીંબુ હળદળ તથા આદાનું, વાંસનું, લીંબુનું, મદ્રાસીરીતનું, કુંવરનું, કરમાંનું બાવળના પરડાનું, ફણસનું વિગેરે, તેમજ જુદી જુદી જાતના પકવાન જેવાં કે કંસાર, ચુરમાના લાડુ, શીરો કરવાની રીત, વેડમી

( પુરણપોળી ) માલપુવા, પાપડ, અનારસા, ગુલકંદ, ગુલાબજાંબુ, ગુલગુલાં દહીનાં તથા માવાનાં, દુધની ગુલ્લશી, ગોળપાપડી, ગાંઠીયા, ધારી, ધારી બદામ પીસ્તાની, અમૃતપાક મેહસુર, મોહનપાક, ધારગા, ઘુઘરા, ઘેબર, ઘસોટ, ચીક્કી, જલેબી, ઢોકળાં સાદાં તથા શીણેલાં, ખમણઢોકળાં, દહીવડા, દહીથરાં, દુધ પહુવા. દુધપાક, દુધરોટલી થુલી દખલીગ્સ, નાનખટાઇ, પરેઢા, પીસ્તાની પાપડી, દુધના પર, પુરણીઆ કેળાંની પુરી, ખારીપુરી, દહીંની પુરી કેરીના રસની, શીંગોડાના લોટની, બટાટાની, ચંચામૃત, ચોખાની પાપડી ગગન ગાંઠિયા, પેંડા, પાઉ, બદામની પાપડી, બરફી, બદામની રોટલી. બાસુદી; દુધના બીસકીટ, ગળ્યાં બીસકીટ, બીરંજ ચતુરંગી બીરંજ ફુલવડી ફુદીઆ, ફાફડા ફરસીપુરી મથુરાના. પેંડા, સુકા પેંડા, મીઠા ભાખર, ઠોર આરમીનીયન મીઠાપ. મેહેસુર માવાનો બદામનો, મરફી મોહનથાળ, મોદક, મોડાં પરણાના, બાટી મારવાડી, પુરણીયા મોદક, બુંદીના લાડુ, વેસણના લાડુ, દળના લાડુ, મગદળ તથા અડદીયા લાડુ. ચોખાના લોટના લાડુ, ગુજરાતી લાડુ, ચોખાના આટાની ખીર, ચોખાની કણકીની ખીર, સેવની ખીર, ખોચ્ચાની ખીર, લીલા શ્રીફળની ખીર, બદામની ખીર, તલની ખીર દ્રાક્ષની ખીર, ખારેકની ખીર બટાઠાની ખીર, સુરણની ખીર, શીશીખંડ બાસુદી હલવો કરવાની રીત, સુતરફેણી રોટલી ઘીની, ફુલકા અમરી રોટલી. ખજુરીની રોટલી; ખાંડની રોટલી. ખોપરાની રોટલી બાખરવડી, કેવડો. ચાસણી, બનાવવાની રીત, ઘેંસ. ઘુઘરા લીલવાના. ખજુર. ચોપડા. બાવટાના લાડવા, તલના લાડવા વઘારેલા મહાવા. મકાઇનાં વડાં મકાઇનું ઓરમું. ખાજા ખાજલી સાટા મેસકુટ. રાઘવદાસી મોદક, ચોખાના લાડુ, લાપસી. કુરડાઇ કરકરવડી. કોકણીવડાં મગફળીના લાડુ. સાદો ભાત વઘારેલો ભાત. દહીં વાળો ભાત, વાતાકનો ભાટ. બટાટાંનો, ઘીલોડાંનો તુરીઆનો. પરવરનો, ગોળભાત. બદામનો ભાત. ચાસણીનો મીઠો ભાત, સાકરીયા

મીઠો ભાત કેસરી ભાત, અન્નાસનો ભાત, મસાલેનો ભાત, ગુજરાતી ખીચડી, બાજરીની ખીચડી, વઘારેલી ખીચડી, મનપસંદ ખીચડી, મહમદ બાદશાહી ખીચડી, સોલા ખીચડી, કેસરીયા ખીચડી આંબળાનો મુરબ્બો, કેરીનો મુરબ્બો, મદ્રાસી રીતનો મુરબ્બો, કોહળાનો, દુધીનો, બદામનો મુરબ્બો, અંજીરનો અન્નાનસનો મુરબ્બો, કેરીઓના કકડાનો મુરબ્બો, કેરીઓની ચીરીનો મુરબ્બો, મુસલમાની રીતનો કેરીઓના મુરબ્બો, કરમદાના મુરબ્બો, પપનસનો મુરબ્બો, બીજોરાંનો, લીમ્બુનો, આંબલીનો મુરબ્બો, મદ્રાસી રીતનો આદુનો, બીલાંનો મુરબ્બો, બોરનો, કેળાંનો, કુંવરનો, કારેલાનો ગુલકંદ તથા ગુલાબનો મુરબ્બો, આમલીનું સરબત, દાડમના રસનું સરબત, ગુલાબનું, પાકેલાં કોહાના રસનું સરબત, બેચીનું સરબત, નારંગીનું સરબત, આંબળાનું સરબત. આદાનો પાક ગુંદરપાક, બદામપાક ખોપરાપાક, મેથીપાક, ગુંદર અડદીઓ, સાલમપાક, લસણ પાક, મેથીપાક, સૌભાગ્યસુંઠીપાક, હરડેપાક, મુસરીપાક, આમ્રપાક, મહાકામેશ્વરપાક, કારેલાનું શાક, કંકોડાનું શાક, કેળાનું શાક, કહોળાનું શાક, કોહંબડાનું શાક, વંતાકનું શાક, વાલોળનું શાક, કાલીંગડાનું, પરવરનું, પંડોળાનું. પાપડીનું, ગલકાનું, ગવારફળીનું, ચોળાફળી, ગંગડાનું, ગીલોડાનું, તુરીઆનું, ડોડીના ડોડવાનું. દુધીનું, સીંગારીઓનું, સરગવાની શીંગોનું, ભીંડાનું, ખડબુચનું, ખીરાનું, સુરણનું, રતાળાનું અળવીના ગાંઠીયાંનું બટાટાનું શકરીઆનું ભાંય કોહળાનું, કાંદાનું મેથાનું, તાહળજાનું સુવાની ભાજી, બટાટાની પતરી, પતરવેલીયાં, આંબલીનો ચુચેડા કેરીયોનો ફજેતો આદી સર્વ જાતનાં શાક પાક પકવાન મુરબ્બા અથાણાથી આ પુસ્તક ભરપુર હોવાથી આવી જાતનાં બહાર પડેલાં સર્વ પુસ્તકોમાં શ્રેષ્ઠ છે. વિશેષ ખાત્રી પુસ્તક જોવાથીજ થશે કાગળ ગ્લેજ ઉંચા પાકું પુઠું અક્ષર સ્વચ્છ તેમજ ઓછું ભણેલી સ્ત્રીઓ વાંચી શકે તેવા છતાં કિંમત ૧-૮-૦ પોસ્ટેજ ૧ આનો જુદો.

મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસ પ્રણિત

# કલ્કિ ચરિત્ર.

## હવે પછી થનારાં શ્રીવિષ્ણુ ભગવાનના દશમા અવતારનું સંપુર્ણ ચરિત્ર.

મુળ સંસ્કૃત શ્લોક ને નીચે સરળ ગુજરાતી અનુવાદ ફુટનોટમાં ષટશાસ્ત્ર અને અઢાર પુરાણોનું દોહન કરી આપેલી અગત્યની ટીકા આપેલી છે. શ્રી કલ્કિ ચરીત્ર ધર્મ, અર્થ કામ અને મોક્ષને આપનાર છે. કલ્કિ ચરિત્ર વાર્તા અને નાટકની પેઠ રહસ્યમય છે, કલ્કિ ચરિત્ર ઇતીહાસ, ભુગોળ અને મનુષ્ય ચરિત્રના આદર્શરૂપ છે, કલ્કિ ચરિત્ર ભવિષ્યના ઇતિહાસની ઋષિગણકથિત આશ્ચર્યમયી ભવિષ્યવાણી છે. કલ્કિ ચરિત્ર પઠન કરવાથી ઋષિમંડળની બુદ્ધિશક્તિના ભવિષ્યના દેખાવના આશ્ચર્યથી પણ આશ્ચર્ય. અસંભવથી પણ અસંભવ સત્ય સમાચાર જાણવામાં આવે છે. કલ્કિ ચરિત્રના વાંચનથી સનાતન આર્ય ધર્મના પ્રાચીન ઇતિહાસ પ્રત્યક્ષ થાય છે તે ઉપરાંત વળી વેદના બ્રાહ્મણોથી લઇ કલિયુગ સુધીના બ્રાહ્મણોની સમસ્ત જાતિયોની અને સમસ્ત આશ્રમોની કયાં સુધી અવનતિ થઇ તે સ્પષ્ટ જાણી શકાય છે. કલ્કિ ચરિત્ર યથાર્થ સનાતન હિંદુ ધર્મ શું છે એ શિખવે છે.

પ્રત્યેક કથા કરનાર વ્યાસજીઓ, સન્યાસીઓ, ધર્મ પ્રચારકો તેમજ સનાતન હિંદુ ધર્માવલંબીઓ અને ધર્મ જીજ્ઞાસુ મુમુક્ષુજનોને તેની એક પ્રત ખાસ ખરીદવાની આવશ્યકતા છે; પાકું પુંઠું ગ્લેજ કાગળ કિંમત રૂ. ૩ા પોસ્ટેજ માફ.

# સારંગધર સંહિતા.

## મુળ સહિત ગુજરાતી ભાષાન્તર.

વૈદ્યશાસ્ત્રનો આ વિશ્વાશપાત્ર ગ્રંથ છે. આમાં જુદા જુદા દેશની આબોહવા ઉપરથી ઔષધ આપવાના પ્રમાણ, ઔષધ કેટલી મુદત સુધી ગુણકારી નીવડે. ધાતુ વધારનારા ઔષધો શરીરના જુદા જુદા અવયવોની ઉપયોગી માહેતી. જુદા જુદા રોગોની ચિકિત્સા અને તેના અનેકા અનેક રામબાણ ઉપાય ઘણીજ સરળતાથી આપવામાં આવ્યા છે. આમાં નાગરાદિ કવાથ, મુસ્તાદિ, પટોલાદિ, પુહુચ્યાદિ, ધાન્યાદિ, દશમુલાદિ આદિ ઘણી જાતના કવાથ બનાવવાની વીધિ છે. આલમક્યાદિ ચુર્ણ, પિપ્પલી, લવંગાદિ, સિતોપલાદિ, સંજીવની ચિત્રકાદિ, નારાયણ, ગહાખાંડવ, કરીકયાદિ, સુદર્શન, લવણપંચક ક્રશ્ણાદિ, શુંઠયાદિ, કકોટી, અભયાદિ, ત્રિવૃતાદિ આદિ ઘણી જાતના ચુર્ણ બનાવવાની રીત અનુપમ છે. યોગરાજ ગુગળ, કિશોર ગુગળ ત્રિફળા, ગોક્ષુરાદિ, કાંચનાર ગુગળ, આદિ ઘણી જાતતા ગુગળ બનાવવાની રીત, લાક્ષાદિ, નારાયણ શતાવરી, નિલંબીજ, કરંજાદિ, હિંગ્વાદિ, બિલ્વાદિ, પાઠાદિ, માષાદિ, નીલિકાદિ, મેરીમેદાદી વીગેરે ઘણી જાતના તેલ બનાવવાનો વિધિ, ઉશીરાસવ, કુમાર્યાસવ, સાહોસવ, દ્રાક્ષાસવ, લોધ્નાસવ આદિ આસવો તથા જુદી જુદી જાતના અવલેહ બનાવવાની રીત, વિડંગારિષ્ટ, ખરદારિષ્ટ, રોહીતારિષ્ટ, દશમુલારિષ્ટ, કુટજારીષ્ટ આદિ ઘણી જાતના અરિષ્ટો બનાવવાની રીત, સુવર્ણભસ્મ રૂપાભસ્મ, તાંબાભસ્મ, પીતળની ભસ્મ, નાગભસ્મ, ભંગભસ્મ, લોહ-ભસ્મ, હીરાભસ્મ, અભ્રકભસ્મ, આદિ ઘણી જાતની ધાતુ શોધન અને મારણના ઉપાય ઝાલીમ છે. જ્વરારી રસ, લોહનાથરસ, મૃગાંક પોટલીરસ, મહાજ્વરાંકુશ આનંદભૈરવ, વછનાગની રસ, મહાતાલેશ્વરરસ સ્વછંદભૈરવ રસ આદિ ઘણી જાતના રસ બનાવવાની રીત, પરસેવો કાઢવાના જુદી જુદી જાતના પ્રકાર. વમન (ઉલટી) ના જુદા જુદા પ્રકાર, રેચ આપવાના જુદા જુદા પ્રકાર, બસ્તીના જુદા પ્રકાર, ધુમ્રના પ્રકાર, જુદીજુદી જાતના લેપ, જુદીજુદી જાતના અંજનો આદિવિષયોનો સમાવેશ આમાં છે. પાકું પુઠું કિ. રૂ. ૪ા પોસ્ટેજ ૮ આના જુદા.

# ધી એવ્હરીડે કૉરસ પૉન્ડેન્સ

## (કિંવા) હમેશનો પત્રવ્યવહાર.

આ પુસ્તકમાં ગુજરાતી સાથેજ ઇંગ્રેજીમાં પત્રવ્યવહાર કેમ કરવો તેની સંપૂર્ણ માહિતી આપેલી હોવાથી ખાસ ઉપયોગી છે. આમાં જમવાનું નિમંત્રણ, નિમંત્રણનો સ્વિકાર, અસ્વિકાર, ઉઘરાણી, રીપોર્ટ, દાક્તરને બોલાવવા સંબંધી, ભલામણપત્ર, ભેટ મોકલવા સંબંધી, બેંકમાંથી રૂપીયા મંગાવવા બાબત, મકાન ખાલી કરવા નોકર રાખવા અકસ્માત માટે દીલગીરી, પારસલ મંગાવવા બાબત રજા માટે ચીઠી, રજા રદ કરવા બાબત, રેલ્વેનો ડબ્બો રીઝવર્ડ કરાવવા બાબત, ભુલી ગયેલી વસ્તુ મંગાવવા બાબત સ્નેહીની માંદગી માટે દીલસોજી; તેનું ઉત્તર; સ્ટીમર સંબંધી પુછપરછ, તેનો જવાબ. પુત્રનો પિતા પ્રત્યેનો કાગળ, બહેનનું ભાઇ પરનું પત્ર, હીસાબી કારકુનની જગ્યા માટે અરજી; રજા માટે અરજી. રાજીનામા માટે અરજી; મ્યુની૦ સેક્રેટરીને અરજી, રેલવે સતાધિકારીને અરજી, મુખત્યારની સણંદ માટે અરજી, સર્ટીફીકેટો, વૈદકીય સર્ટીફીકેટ, પુસ્તક રજીસ્ટરી કરવા બાબત પગાર વધારવાની બદલી કરવા માટે અરજી ફરીયાદ દેવરાવવા બાબત પોલીસમાં અરજ, જુના નોકર માટે ભલામણપત્ર, ઉઘરાણી, તેનો જવાબ, પહોંચેલા માલની કીંમત મોકલવા બાબત, નવી દુકાન ખોલ્યા વિષે, આડત બાધવા સંબંધી એક દુકાનદારનો બીજી પેઢી સંબંધ શરૂ કરવા, તેનો જવાબ મકાન ભાડું જણાવવા બાબત, મકાનમાં સમાર કામ કરી આપવાની શરત, હુંડી મોકલવા બાબત, હુંડીનાં નાણાં મળ્યા બાબત, ઘરનો વીમો ઉતરાવવા બાબત, મકાનભાડું વધારવા બાબત, કોઇ પેઢીમાં રૂપીયા જમે કરાવવા બાબત, મકાન ખાલી કરવાની નોટીસ, મકાનનું ભાડું વધારવાની તથા ઘટાડવા બાબત, કંદવાડ મરણ તે સંબંધ દીલસોજી પત્રો. અમુક કારણ માટે માફી માગવા તથા આપવાના જુદી જુદી જાતના પત્રો, ભાડાચીઠી અને દસ્તાવેજ વિષે ઘણી જાતના નમુના

વિગેરે અસંખ્ય બાબતોના નમુના આમાં તૈયાર આપેલા હોવાથી તેમજ તે સાથેજ તેનું ગુજરાતી આપેલું હોવાથી ખાસ ઉપયોગી છે. એક વખત આ પુસ્તક તમે તમારા ટેબલ ઉપર રાખશો તો ખસેડવાનું મન થશે નહી, આજેજ મંગાવો કિં. ૧॥ પોસ્ટેજ ૦॥=

# ધી. ઈઝી સેલ્ફ ઇંગ્લીશ ટીચર.

## ભાગ ૧—૨

ઈંગ્રેજી શીખવાનું આ ઘણુંજ સરળ અને સરસ પુસ્તક છે. આ પુસ્તક એક સારા વિદ્વાન મી. ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી એમ, એ. ને હાથે લખાયેલું છે. જેઓ એક સુપ્રસિદ્ધ શાળામાસ્તર છે અને તેમણે પોતાના લાંબા અનુભવથી ઈંગ્રેજી શીખવા સારૂં આ સહેલું અને સરળ પુસ્તક લખ્યું છે. આમાં ૩૨ પ્રકરણ આપવામાં આવ્યાં જે જેમાંથી ફક્ત ૯ પ્રકરણજ શીખવાથી કોઇપણ માણસનું સરનામું અને ગામનું નામ ઈંગ્રેજીમાં પોતાની મેળેજ લખી શકે છે. જે માણસોને ભણવાનો યોગ નાની ઉમરમાં કેટલાંક કારણોથી ન આવ્યો હોય તેવાઓ સારૂ તો આ પુસ્તક એક કીમીયારૂપ છે. આવા નકલી પુસ્તકો ઘણાં નીકળ્યાં છે જેથી **ધી સેલ્ફ ઈંગ્લીશ ટીચર એ** નામ બરોબર વાંચી પુસ્તક ખરીદ કરશો. કાગળ તથા છપાઇ ઘણા સ્વચ્છ છે છતાં કિંમત દરેક ભાગની રૂ. ૧॥ મુજબ કુલ રૂ. ૩) બન્ને ભાગ સાથે લેનારને રૂ. ૨॥ પોસ્ટેજ જુદું.

# રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર.

## સાંસારિક ગુપ્તજ્ઞાન વિષયક સચીત્ર ગ્રંથ.

આમાં રતિશાસ્ત્રનું મહાત્મ્ય, સ્ત્રીજાતિ ભેદ, પદ્મિની શંખિણી, ચિત્રિણી, હસ્તીનીનાં લક્ષણો અને તેમનાં મનહર ચિત્રો, પુરૂષજાતિ જેવી કે મૃગજાતિના, શશકજાતિના, અશ્વજાતિના અને વૃષભ

જાતિના, સ્ત્રીપુરૂષના સામુદ્રિક લક્ષણ, પુરૂષ પ્રકૃતિ જાણવાનું સાધન, સ્ત્રીજાતિના અવસ્થા ભેદ, ચારજાતિના પુરૂષોને યોગ્યનારી નિર્ણય; વિવિધ જાતનાં સ્ત્રીપુરૂષોથી થતાં સંતાનોના ગુણાવગુણ, કુમારી વિવરણ, રૂતુવર્ણન અને તેનું ફળાફળ, રજોદર્શન, માસફળ, રજોદર્શનનું નક્ષત્રફળ, રૂતુમતિ સુંદરીનું કર્તવ્ય, લાવણ્ય કિંવા સૌંદર્ય રૂપ મહીમા, રતિ તથા પુરૂષ કામવાસ, મૈથુન દોષ વર્ણન, રતિપ્રકાર આસન વિવરણ, સહવાસ, ગર્ભાધાન, રજોદર્શનના આરંભથી ૧૬ દિવસ સુધીનું શાસ્ત્રીયફળ, ઇચ્છાનું રૂપ પુત્ર–પુત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય, કાળફળ મહાત્મ, ગર્ભમાં પુત્ર હોય તો તેનાં લક્ષણ ગર્ભમાં પુત્રી હોય તો તેનાં લક્ષણો. ગર્ભવર્ણન અને સગર્ભા સુંદરીનું કર્તવ્ય ગર્ભનો અદ્ભુત ભેદ અને ગર્ભાવસ્થામાં તેની સ્થિતિ ગર્ભવૃદ્ધિ, માતા પિતાના આચાર–વિચારની ગર્ભપર અસર, માબાપ કાળા હોવા છતાં સફેદ બાળક કેવી રીતે ઉત્પન્ન કરી શકે? ગર્ભસ્રાવ અને ગર્ભપાત, પ્રસવકાળ, બાલ્યાવસ્થા, નાળ, પ્રસવ થયા પછી સ્નાનની વ્યવસ્થા, બાળકનો પોશાક, સ્તનપાન, બ્રહ્મચર્ય, યુવાવસ્થા, હસ્તદોષ કિંવા હસ્ત મૈથુન અને વિહાર: વીર્યસ્રાવ રાત્રે સ્વપ્નમાં થતો વીર્યસ્રાવ પ્રમેહ વાતથી અથવા વાયુથી થનાર પ્રમેહ. વં [illegible] અથવા વાંઝીયા પણું, ઉપદંશ અથવા ચાંદી. ઉપદંશની બીજી સ્થિતિ તથા શીરપર તેની અસર, નગાને રોગો, ઉપદંશને અવયવ. રૂતુસ્રાવમાં ઉત્પન્ન થતી અડચણો, રૂતુસ્રાવનું અટકી જવું, ધાતુક્ષય, ગર્ભસ્થાનનું ખસી પડવું, હિસ્ટિરિયા અથવા ચિતભ્રમ, સ્ત્રીના ઉત્પતિ અવયવ, મુત્રરોગ બહુમુત્ર, મૂત્રગાંઠ, નપુષકત્વ અને તેની જુદી જાતો અને ઉપાય, વીર્ય સ્તંભનના ઉપાય. વિગેરે વિગેરે ઘણી બાબતોનો આમાં સંપૂર્ણ સમાસ હોવાથી ઘણું ઉપયોગી છે. છેવટે કામસંજીવનની અર્થાત પંડિત કામનાથ (કાકા) નું જીવનચરિત્ર આપવામાં આવેલું છે. આ પુસ્તકની થોડાજ વખતમાં બીજી આવૃત્તિ ખલાસ થવાથી આ તેની ત્રીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે. અને તેની પણ સંખ્યાબંધ નકલો ખપી ગઇ કિંમત પાકું પુઠું ગ્લેઝ કાગળ ૩ા રૂ. પોસ્ટેજ માફ.

# શિવપુરાણ.

રાગરાગણીમાં કવી દુર્ગાશંકરકૃત. આ ગ્રંથમાં બ્રહ્મા ઉત્પત્તિ બ્રહ્મા વિષ્ણુનો સંવાદ. બ્રહ્મા વિષ્ણુ ઉપર શીવ પ્રસન્ન થયા, દક્ષનો યજ્ઞારંભ, દક્ષ તથા વર્ણન, શીવપુજા વર્ણન, તારકાસુરે તપ કર્યું, શિવે કામદગ્ધ કર્યો, રતીવીલાપ, પાર્વતીએ તપ કર્યું, પાર્વતી ઉપર શીવ પ્રસન્ન થયા, શીવવીવાહ, હીમાચલને ત્યાં શીવ જાન લઇને આવ્યા, શીવસ્વરૂપ દર્શન, મેનાનો શોક, મેનાને વિષ્ણુએ ઉપદેશ કર્યો, શંકરના સ્વરૂપનું વર્ણન, પાર્વતીના સ્વરૂપનું વર્ણન, હિમાચલે શિવને પહેરામણી આપી; પાર્વતી સહિત શિવ કૈલાસ આવ્યા. કાર્તિક સ્વામીની ઉત્પતિ અને તારકાસુરનો વધ, તારકાસુરના ત્રણે પુત્રોનું તપ, મુંડી દઇત વનમાં ગયો. મુંડીએ કરેલો વેદધર્મ, શિવપુજાનો નાશ, ત્રિપુરાસુર પ્રતિ શિવનું યુદ્ધ, કમળાક્ષ, અને કાસના સંવાદ. કેકસ ઇંદ્રસંગ્રામ વિષ્ણુ અને કમળાક્ષનું યુદ્ધ, વિષ્ણુકળા વર્ણન, શિવે ત્રિપુરાસુરનો વધ કર્યો. ત્રિપુરાસુરની સ્ત્રીએ કરેલું રૂદન, લિંગ ઉત્પતિ, નીરગુણની ઉપાસના, શીવની સ્થુળ પુજા પુજાવિધી વર્ણન, કેતકીને શ્રાપ, ચંપાને શ્રાપ, ગણેશ ઉત્પતિ બટુકનું યુદ્ધ, શિવે બટુકને હણ્યો, પાર્વતીનો વિલાપ, શિવે ગણેશને સજીવન કર્યો, ગણેશ લગ્ન, નંદીકેશ્વર મહિમા, સાધવિ મહિમા અચળેશ્વર મહિમા, વિપ્રના શ્રાપનું વર્ણન, બટુક મહિમા વર્ણન, અરજુનનું તપ, પાર્થિવ પુજા, શિવરાત્રી મહિમા, રૂદ્રાક્ષ મહાત્મ વ્રત મહિમા આદિ ઘણો રસિક રસિક કથા ભાગ આ પુસ્તકમાં ઘણીજ સરળ ભાષામાં વર્ણવવામાં આવ્યો છે. ત્રણ સુંદર સુશોભિત રંગીન ચિત્રો દાખલ કરવામાં આવ્યા છે. પાકું રૂપેરી પુઠું છે. કીંમત રૂ. ૪॥ પોસ્ટેજ માફ. મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર.**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

ધર્મ વિજય પ્રી. પ્રેસ રતન પો… અમદાવાદ.